# ગઝલ

## ગુજરાત બોર્ડ ધોરણ ૮ થી ૧૨, વિષય ગુજરાતી

અહીં ગઝલના સ્વરૂપના ટૂંકા પરિચય ઉપરાંત ગુજરાત બોર્ડના ધોરણ ૮ થી ૧૨ના ગુજરાતીના પાઠ્યપુસ્તકમાં (પ્રથમ અને દ્વિતીય ભાષા બંને) પ્રસ્તુત દરેક ગઝલોને મતલા, મકતા, અન્ય શેર, છંદ, રદીફ, કાફિયા અને કાફિયા-વ્યવસ્થાના વિવરણ સહિત પ્રસ્તુત કરવાનો ઉપક્રમ રાખ્યો છે. સૌપ્રથમ ગઝલના સ્વરૂપ વિશે ટૂંકમાં પરિચય કેળવી લઈએ.

કોઈ એક નિશ્ચિત છંદમાં એકસરખા રદીફ અને કાફિયા-વ્યવસ્થા ધરાવતા શેરોના સમુહની રચનાથી એક ગઝલ બને છે. એકબીજા સાથે સંબંધિત એવી બે પંક્તિઓ મળીને એક શેર બને છે. એક જ ગઝલના જુદા-જુદા શેરોમાં જુદા-જુદા વિષયો પસંદ કરી શકાય છે. એક જ ગઝલનો દરેક શેર પોતે સંપૂર્ણ અર્થ ધરાવતો હોય છે. આમ ગઝલ એ બે પંક્તિના એવા કાવ્યોનો સમુહ છે કે જે દરેકમાં છંદ, રદીફ અને કાફિયા-વ્યવસ્થા એકસરખા હોય છે.

### રદીફ :-

પંક્તિના અંતે પ્રયોજાતા એકસરખા શબ્દોને રદીફ કહે છે.

### કાફિયા :-

રદીફ પહેલા પ્રયોજાતા સમાન ઉચ્ચારાંત ધરાવતા શબ્દોને કાફિયા કહે છે.

### મતલા :-

ગઝલનો પહેલો શેર કે જેની બંને પંક્તિઓમાં રદીફ અને કાફિયાનો પ્રયોગ થયો હોય એને ગઝલનો મતલા કહેવાય છે. એક જ ગઝલમાં એકથી વધુ મતલા કહી શકાય છે. મતલા સિવાયના બાકીના શેરોમાં ફક્ત બીજી પંક્તિમાં જ રદીફ અને કાફિયા નિભાવવા જરૂરી છે.

ગઝલમાં રદીફ અનિવાર્ય નથી પરંતુ કાફિયા અનિવાર્ય છે. કાફિયા વગર ગઝલ રચી શકાય નહીં. રદીફ વગરની ગઝલમાં મતલાની બંને પંક્તિના અંતે અને બાકીના શેરોની બીજી પંક્તિના અંતે કાફિયાનો પ્રયોગ થાય છે.


Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

## મકતા :-

ગઝલનો અંતિમ શેર કે જેમાં શાયર પોતાના નામનો કે ઉપનામનો (તખલ્લુસ) ઉલ્લેખ કરે તેને ગઝલનો મકતા કહેવાય છે. ગઝલના અંતિમ શેરમાં શાયરે પોતાના નામ કે ઉપનામનો (તખલ્લુસ) ઉલ્લેખ ન કર્યો હોય તો તે ગઝલનો મકતા ન કહેવાતાં ગઝલનો અંતિમ શેર કે છેલ્લો શેર જ કહેવાશે.

ગઝલના છંદ સમજવા માટે લઘુ-ગુરુ અક્ષરો અને એમાં લેવામાં આવતી છૂટ વિશે પ્રાથમિક સમજ મેળવી લઈએ.

## લઘુ-ગુરુ :-

લ = લઘુઅક્ષર એટલે કે અ, ઇ, ઉ અને ઋ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન કે જેનો ઉચ્ચારણ સમય એક માત્રા હોય છે.

ગા = ગુરુઅક્ષર એટલે કે આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં અને અ: સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન કે જેનો ઉચ્ચારણ સમય બે માત્રા હોય છે.

ગઝલના છંદોમાં સાથે ઉચ્ચારાતા બે લઘુ મળીને એક ગુરુ જ ગણાશે કે જેમાં બીજો લઘુ અકારાંત હોય.

જોડાક્ષરનો થડકાર એના પહેલાના લઘુ પર લાગતો હોય તો એ લઘુને ગુરુ જ ગણવામાં આવશે.

## લઘુ-ગુરુ છૂટના સર્વ સામાન્ય નિયમો :-

(૧)

બધા જ એકાક્ષરી ગુરુ શબ્દો અને બધા જ એકાક્ષરી પ્રત્યયોને ગુરુ ઉપરાંત લઘુ તરીકે પણ પ્રયોજી શકાય.

(૨)

મોટેભાગના શબ્દોના અંત્ય ગુરુને લઘુ તરીકે પણ પ્રયોજી શકાય.

(૩)

જો કર્ણકટુ ન લાગતું હોય તો ઇ અને ઉ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન લઘુ ઉપરાંત ગુરુ તરીકે પણ લઈ શકાય. એ જ રીતે જો કર્ણકટુ ન લાગતું હોય તો ઈ અને ઊ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન ગુરુ ઉપરાંત લઘુ તરીકે પણ લઈ શકાય.

આ ઉપરાંત કેટલાંક અન્ય નિયમોને અનુસરીને ગુરુને લઘુ તરીકે અને લઘુને ગુરુ તરીકે પ્રયોજવાની છૂટ લઈ શકાય છે. આ બાબતની વિસ્તૃત ચર્ચા હું અહીં ટાળી દઉં છું. હવે ધોરણ ૮ થી ૧૨ના ગઝલના વિવરણ પહેલા અમૃત 'ઘાયલ'ની એક ગઝલને મતલા, મકતા, અન્ય શેર, છંદ, રદીફ, કાફિયા, કાફિયા-વ્યવસ્થા અને ગણવિભાજનના વિવરણ સહિત પ્રસ્તુત કરું છું.

# ગઝલ :-

(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

| | |
|---|---|
| મતલા<br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | શી ખબર આવું પરિવર્તન થશે<br>દિલ સરીખો દોસ્ત પણ દુશ્મન થશે<br><br>સદવિચારો છે તો સદવર્તન થશે<br>આ ચિરાગો પણ કદી રોશન થશે |
| શેર<br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | ધીર ધર મારા દુઃખી મન ધીર ધર<br>એક દી દુઃખ પોતે દુઃખભંજન થશે<br><br>ભય પ્રલયનો કંઈ નથી એ ખેદ છે<br>નષ્ટ સર્જનહારનું સર્જન થશે<br><br>તું દુભાવીને તો જો મારું હૃદય<br>મારું દુઃખ તારું મનોરંજન થશે<br><br>છે ક્ષણિક કિંતુ નથી જીવ્યું જતું<br>શું થશે જ્યારે અમર જીવન થશે<br><br>મોક્ષ પર મરનાર મૂરખ માનવી<br>શું થશે જો મોક્ષ પણ બંધન થશે<br><br>દોસ્ત તારા દોસ્ત જૂના છોડ મા<br>દોસ્ત સૌ જૂના નવા દુશ્મન થશે |
| મકતા<br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | હર લડત 'ઘાયલ' તું લડજે પ્રેમથી<br>જેર એ અમૃત થકી દુશ્મન થશે |


Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

## રદીફ, કાફિયા, કાફિયા-વ્યવસ્થા અને છંદ

| | |
|---|---|
| રદીફ | થશે |
| કાફિયા | પરિવર્તન, દુશ્મન, સદવર્તન, રોશન, દુઃખભંજન, સર્જન, મનોરંજન, જીવન, બંધન. |
| કાફિયા-વ્યવસ્થા | અકાર+ન |
| છંદ (બહર) | ગાલગાગા ગાલગાગા ગાલગા |

ઉપરોક્ત ગઝલનું ગણવિભાજન (લઘુ-ગુરુમાં વિભાજન) પ્રસ્તુત છે કે જેમાં છૂટ લીધેલા અક્ષરો રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

## લઘુ-ગુરુ ગણવિભાજન

| ગા | લ | ગા | ગા | ગા | લ | ગા | ગા | ગા | લ | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શી | ખ | બર | આ | વું | પ | રિ | વર્ | તન | થ | શે |
| દિલ | સ | રી | ખો | દોસ્ | ત | પણ | દુશ્ | મન | થ | શે |
| સદ | વિ | ચા | રો | છે | તો | સદ | વર્ | તન | થ | શે |
| આ | ચિ | રા | ગો | પણ | ક | દી | રો | શન | થ | શે |
| ધી | ર | ધર | મા | રા | દુઃ | ખી | મન | ધી | ર | ધર |
| એ | ક | દી | દુઃખ | પો | તે | દુઃખ | ભં | જન | થ | શે |
| ભય | પ્ર | લય | નો | કૈં | ન | થી | એ | ખે | દ | છે |
| નષ્ | ટ | સર્ | જન | હા | ર | નું | સર્ | જન | થ | શે |
| તું | દુ | ભા | વી | ને | તો | જો | મા | રું | હૃ | દય |
| મા | રું | દુઃખ | તા | રું | મ | નો | રં | જન | થ | શે |
| છે | ક્ષ | ણિક | કિં | તુ | ન | થી | જી | વ્યું | જ | તું |
| શું | થ | શે | જ્યા | રે | અ | મર | જી | વન | થ | શે |
| મો | ક્ષ | પર | મર | ના | ર | મૂ | રખ | મા | ન | વી |
| શું | થ | શે | જો | મો | ક્ષ | પણ | બં | ધન | થ | શે |
| દોસ્ | ત | તા | રા | દોસ્ | ત | જૂ | ના | છો | ડ | મા |
| દોસ્ | ત | સૌ | જૂ | ના | ન | વા | દુશ્ | મન | થ | શે |
| હર | લ | ડત | ઘા | યલ | તું | લડ | જે | પ્રે | મ | થી |
| જે | ર | એ | અમ્ | રુત | થ | કી | દુશ્ | મન | થ | શે |


Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

હવે ગુજરાત બોર્ડના ધોરણ ૮ થી ૧૨ના ગુજરાતીના પાઠ્યપુસ્તકમાં (પ્રથમ અને દ્વિતીય ભાષા બંને) પ્રસ્તુત દરેક ગઝલોને મતલા, મકતા, અન્ય શેર, છંદ, રદીફ, કાફિયા અને કાફિયા-વ્યવસ્થાના વિવરણ સહિત પ્રસ્તુત કરું છું.

## ધોરણ ૮ (દ્વિતીય સત્ર) :-

(ગઝલકાર : હર્ષ બ્રહ્મભટ્ટ)

| | |
|---|---|
| <u>મતલા</u><br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | આવનારી સૌ ખુશીની વાત કરીએ,<br>એક નવી શરૂઆતની શરૂઆત કરીએ. |
| <u>અન્ય શેર</u><br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | હર વખત શું માત થઈ જાવું દુઃખોથી?<br>ચાલ આ વખતે દુઃખોને માત કરીએ.<br><br>બ્હારથી દેખાય જેવી સ્વચ્છ-સુંદર,<br>દોસ્ત, અંદરથીય એવી જાત કરીએ.<br><br>હોઈએ ત્યાં મ્હેકતું કરીએ બધુંયે,<br>ઘર, નગર, આખ્ખું જગત રળિયાત કરીએ.<br><br>જે મળ્યું એને કરી સૌથી સવાયું,<br>આવનારી કાલને સોગાત કરીએ. |
| <u>મકતા</u><br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | આ ગઝલમાં ગઝલકારે મકતા કહ્યો નથી. |

રદીફ : કરીએ

કાફિયા : વાત, શરૂઆત, માત, જાત, રળિયાત, સોગાત.

કાફિયા-વ્યવસ્થા : આકાર+ત

છંદ : ગાલગાગા ગાલગાગા ગાલગાગા


Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

## ધોરણ ૯ (પ્રથમ ભાષા) :-

(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

| | |
|---|---|
| મતલા<br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | રસ્તો નહીં જડે તો રસ્તો કરી જવાના,<br>થોડા અમે મૂંઝાઈ મનમાં મરી જવાના!<br><br>નિજ મસ્ત થઈ જીવન આ પૂરું કરી જવાના,<br>બિંદુ મહીં ડૂબીને સિંધુ તરી જવાના!<br><br>કોણે કહ્યું કે ખાલી હાથે મરી જવાના!<br>દુનિયાથી દિલના ચારે છેડા ભરી જવાના. |
| અન્ય શેર<br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | મનમાં વિચાર શું છે? અવિરામ કંઈ દીપક છે,<br>પ્રકાશ આંધીઓમાં પણ પાથરી જવાના.<br><br>એક આત્મબળ અમારું દુઃખ માત્રની દવા છે,<br>હર ઝખ્મને નજરથી ટાંકા ભરી જવાના.<br><br>સમજો છો શું અમોને સ્વયં પ્રકાશ છીએ!<br>દીપક નથી અમે કે ઠાર્યા ઠરી જવાના.<br><br>અય કાળ, કંઈ નથી ભય તું થાય તે કરી લે!<br>ઈશ્વર સમો ધણી છે થોડા મરી જવાના! |
| મકતા<br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | આ ગઝલમાં ગઝલકારે મકતા કહ્યો નથી. |

રદીફ : જવાના

કાફિયા : કરી, મરી, તરી, ભરી, પાથરી, ઠરી.

કાફિયા-વ્યવસ્થા : અકાર+રી

છંદ : ગાગાલગા લગાગા ગાગાલગા લગાગા

ધોરણ ૯ના ગુજરાતીના પ્રથમ ભાષાના પાઠ્યપુસ્તકમાં રદીફને કાફિયા તરીકે અને કાફિયાને રદીફ તરીકે દર્શાવવામાં આવ્યા છે એ ભૂલ ઉપર સુધારી લેવામાં આવી છે.


Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

# ધોરણ ૯ (દ્વિતીય ભાષા) :-

(ગઝલકાર : રાજેન્દ્ર શુક્લ)

| | |
|---|---|
| મતલા<br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | લે, આ મને ગમ્યું તે મારું<br>પણ જો તને ગમે તો તારું! |
| અન્ય શેર<br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | મારું, તારું ને ગમવું પણ,<br>લાવ, લાવ કરિયે સહિયારું!<br><br>તું જીતે ને થાઉં ખુશ હું,<br>લેને ફરી ફરીને હારું!<br><br>ઇટ્ટા-કિટ્ટા એક ઘડીના,<br>બાકી સઘળું પ્યારું પ્યારું!<br><br>હસિયે રમિયે મીઠું લગે,<br>થૂ, આંસુ તો લાગે ખારું!<br><br>ગીત હોય તો શીદ અબોલા,<br>તું ઝીલી લે, હું લલકારું!<br><br>રમિયે ત્યાં લગ હાથ રમકડું<br>મોજ મહીં શું મારું – તારું! |
| મકતા<br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | આ ગઝલમાં ગઝલકારે મકતા કહ્યો નથી. |

આ ગઝલમાં ગઝલકારે રદીફનો પ્રયોગ કર્યો નથી.

કાફિયા : મારું, તારું, સહિયારું, હારું, પ્યારું, ખારું લલકારું.

કાફિયા-વ્યવસ્થા : આકાર+રું

છંદ : ગાગાગાગા ગાગાગાગા



Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

## ધોરણ ૧૦ (પ્રથમ ભાષા) :-

(ગઝલકાર : અશોક ચાવડા 'બેદિલ')

| | |
|---|---|
| મતલા<br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | સ્વર્ગની એકેક દેવીની ઝલકમાં દીકરી<br>છે સુખડ-ચંદન ને કુમકુમનાં તિલકમાં દીકરી. |
| અન્ય શેર<br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | સ્નેહનું ઝરણું ફૂટે એનું જ આ પરિણામ છે,<br>કોતરે છે કોઈ વરસોથી ખડકમાં દીકરી.<br><br>લાજ-મર્યાદા, શરમ, ગૌરીવ્રતોની હારમાં<br>ઊછરે છે રોજ કાયમથી ફડકમાં દીકરી.<br><br>જે શિરે હું હાથ ફેરવતો, હવે એ હાથ દે,<br>વિસ્તરે છે એમ સમજણના ફલકમાં દીકરી.<br><br>સૂર, શરણાઈ, સગાસંબંધીઓની ભીડમાં,<br>રોજ ભીની થાય છે ભીની પલકમાં દીકરી. |
| મકતા<br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | આ ગઝલમાં ગઝલકારે મકતા કહ્યો નથી. |

રદીફ : માં દીકરી

કાફિયા : ઝલક, તિલક, ખડક, ફડક, ફલક, પલક.

કાફિયા-વ્યવસ્થા : અકાર+ક

છંદ : ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગા

દરેક કાફિયામાં 'માં' પ્રત્યય જાળવવામાં આવ્યો હોવાથી 'માં' પ્રત્યય કાફિયાના શબ્દોની સાથે જ લખાતો હોવા છતાં રદીફનો જ ભાગ ગણાશે.

## ધોરણ ૧૦ (પ્રથમ ભાષા) :-

(ગઝલકાર : 'ગની' દહીંવાલા)

| | |
|---|---|
| મતલા<br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | દિવસો જુદાઈના જાય છે, એ જશે જરૂર મિલન સુધી,<br>મારો હાથ ઝાલીને લઈ જશે, હવે શત્રુઓ જ સ્વજન સુધી.<br><br>ન ધરા સુધી, ન ગગન સુધી, નહીં ઉન્નતિ, ન પતન સુધી,<br>અહીં આપણે તો જવું હતું, ફકત એકમેકના મન સુધી. |
| અન્ય શેર<br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | તમે રાંકના છો રતન સમાં, ન માળો હે અશ્રુઓ ધૂળમાં,<br>જો અરજ કબૂલ હો આટલી, તો હૃદયથી જાઓ નયન સુધી.<br><br>તમે રાજરાણીના ચીર સમ, અમે રંક નારની ચૂંદડી!<br>તમે બે ઘડી રહો અંગ પર, અમે સાથ દઈએ કફન સુધી. |
| મકતા<br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | જો હૃદયની આગ વધી 'ગની' તો ખુદ ઈશ્વરે જ કૃપા કરી,<br>કોઈ શ્વાસ બંધ કરી ગયું, કે પવન ન જાય અગન સુધી. |

રદીફ : સુધી

કાફિયા : મિલન, સ્વજન, પતન, મન, નયન કફન, અગન.

કાફિયા-વ્યવસ્થા : અકાર+ન

છંદ : લલગાલગા લલગાલગા લલગાલગા લલગાલગા


Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

## ધોરણ ૧૦ (દ્વિતીય ભાષા) :-

(ગઝલકાર : સ્નેહી પરમાર)

| | |
|---|---|
| <u>મતલા</u><br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | કોઈનું પણ આંસુ લૂછ્યું હોય, તે બેસે અહીં<br>ને પછી છાતીમાં દુખ્યું હોય, તે બેસે અહીં. |
| <u>અન્ય શેર</u><br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | સૂર્ય તપતો હોય એનો મધ્યમાં ને તે છતાં<br>કોઈનાં ચરણોમાં ઝૂક્યું હોય, તે બેસે અહીં.<br><br>હાથ પોતાનો ય બીજો જાણવા પામે નહીં<br>કીડિયારું એમ પૂર્યું હોય, તે બેસે અહીં.<br><br>એટલો લાયક ખરો કે હું અહીં બેસી શકું?<br>એટલું પોતાને પૂછ્યું હોય, તે બેસે અહીં.<br><br>જે ક્ષણે પોતાને પૂછ્યું હોયની બીજી ક્ષણે<br>આ સભામાંથી જે ઊઠ્યું હોય, તે બેસે અહીં. |
| <u>મકતા</u><br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | આ ગઝલમાં ગઝલકારે મકતા કહ્યો નથી. |

રદીફ : હોય તે બેસે અહીં

કાફિયા : લૂછ્યું, દુખ્યું, ઝૂક્યું, પૂર્યું, પૂછ્યું, ઊઠ્યું.

કાફિયા-વ્યવસ્થા : હલન્તોચ્ચાર+યું (અયોગ્ય કાફિયા)

છંદ : ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગા

આ પ્રકારના જોડાક્ષર ધરાવતા એક જ ગઝલના બધા જ કાફિયામાં જોડાક્ષર એકસરખા હોવા જરૂરી છે અન્યથા કાફિયાદોષ બને છે અને કાફિયા અયોગ્ય ઠરે છે. કેટલાંક નામી ગઝલકારોની ગઝલોમાં પણ આ પ્રકારના કાફિયાદોષ જોવા મળી આવે છે. નીચે જોડાક્ષર ધરાવતા બબ્બે કાફિયાના જૂથ એની કાફિયા-વ્યવસ્થા સહિત પ્રસ્તુત છે.

લૂછ્યું - પૂછ્યું

કાફિયા-વ્યવસ્થા : ઊકાર+છ્યું

ઝૂક્યું - મૂક્યું

કાફિયા-વ્યવસ્થા : ઊકાર+ક્યું


Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

## ધોરણ ૧૧ (પ્રથમ ભાષા) :-

(ગઝલકાર : 'જલન' માતરી)

| | |
|---|---|
| <u>મતલા</u><br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | મજહબની એટલે તો ઇમારત બળી નથી,<br>શયતાન એ સ્વભાવે કોઈ આદમી નથી.<br><br>તકદીર ખુદ ખુદાએ લખી પણ ગમી નથી,<br>સારું થયું કે કોઈ મનુજે લખી નથી. |
| <u>અન્ય શેર</u><br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | ત્યાં સ્વર્ગ ના મળે તો મુસીબતનાં પોટલાં,<br>મરવાની એટલે મેં ઉતાવળ કરી નથી.<br><br>કેવા શુકનમાં પર્વતે આપી હશે વિદાય,<br>નિજ ઘરથી નીકળી નદી પાછી વળી નથી.<br><br>શ્રદ્ધાનો હો વિષય તો પુરાવાની શી જરૂર?<br>કુરઆનમાં તો ક્યાંય પયગમ્બરની સહી નથી.<br><br>હિચકારું કૃત્ય જોઈને ઇન્સાનો બોલ્યા,<br>લાગે છે આ રમત કોઈ શયતાનની નથી.<br><br>ડુબાડી દઈ શકું છું ગળાબૂડ સ્મિતને,<br>મારી કને તો અશ્રુઓની કંઈ કમી નથી.<br><br>ઊઠબેસમાં જો ભૂલ પડે મનના કારણે,<br>એ બંદગીનો દ્રોહ છે, એ બંદગી નથી. |
| <u>મકતા</u><br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | મૃત્યુની ઠેસ વાગશે તો શું થશે 'જલન',<br>જીવનની ઠેસની તો હજુ કળ વળી નથી. |

રદીફ : નથી

કાફિયા : બળી, આદમી, ગમી, લખી, કરી, વળી, સહી, શયતાનની, કમી, બંદગી.

કાફિયા-વ્યવસ્થા : ઈકારાંત

છંદ : ગાગા લગાલગા લલગાગા લગાલગા


Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

## ધોરણ ૧૧ (પ્રથમ ભાષા) :-

(ગઝલકાર : રાજેશ વ્યાસ 'મિસ્કીન')

| | |
|---|---|
| મતલા<br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | આ ગઝલમાં ગઝલકારે મતલા કહ્યો નથી. |
| અન્ય શેર<br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | કૈંકને દુર્લભ છે શ્વાસો જે મફત વહેતી હવા,<br>શ્વાસ તારાથી સહજ લેવાય છે? આભાર માન.<br><br>કૈંકની મૃત્યુથી બદતર છે પરિસ્થિતિ અહીં,<br>ટૂંકમાં બહેતર જીવન જિવાય છે, આભાર માન.<br><br>કૈંકને દ્રષ્ટિ નથી ને કૈંકને જોતાં ધૂંધળું,<br>આંખથી ચોખ્ખું તને દેખાય છે? આભાર માન.<br><br>જ્ઞાનતંતુની બીમારી ને હૃદયની કોઈને,<br>આ જગત સ્પર્શાય છે? સમજાય છે? આભાર માન.<br><br>કૈંક ઉબાઈ ગયા છે કૈંક પાગલ થઈ ગયા,<br>જીવવાનું મન પળેપળ થાય છે? આભાર માન.<br><br>એકસરખું જો હશે કૈં પણ તો કંટાળી જઈશ,<br>વત્તુંઓછું જો હૃદય હરખાય છે, આભાર માન.<br><br>જીભના લોચા નથી વળતા ન દદડે આંસુઓ,<br>હોઠ આ ફફડે છે તો બોલાય છે? આભાર માન.<br><br>વ્હેણ સુકાયાં નથી ને અવસરે શોભે હજી,<br>આંસુઓ પણ પાંચમાં પુછાય છે, આભાર માન.<br><br>કાલમાં સૌ જીવનારા હોય છે પરવશ ફકત,<br>આજ આ આભારવશ થઈ જાય છે, આભાર માન. |
| મકતા<br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | આ ગઝલમાં ગઝલકારે મકતા કહ્યો નથી. |

મતલા વગરની ગઝલ અધુરી લાગતી હોવાથી સુંદર ગઝલની પણ શોભા ઓછી થઈ જાય છે.


Uday Shah : Dharmin Nagar, Navsari – 396424, M 9428882632

રદીફ : છે આભાર માન.

કાફિયા : લેવાય, જિવાય, દેખાય, સમજાય, થાય, હરખાય, બોલાય, પુછાય, જાય.

કાફિયા-વ્યવસ્થા : આકાર+ય

છંદ : ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગા

## ધોરણ ૧૨ (પ્રથમ ભાષા) :-

(ગઝલકાર : શ્યામ સાધુ)

| | |
|---|---|
| મતલા<br>બંને પંક્તિમાં રદીફ-કાફિયા | પથ્થરો બોલે તો બોલાવી જુઓ,<br>શક્યતાના દ્વાર ખખડાવી જુઓ. |
| અન્ય શેર<br>ફક્ત બીજી પંક્તિમાં રદીફ-કાફિયા | સહુ પવનની જેમ તો આવી મળે,<br>વૃક્ષ માફક ડાળ ફેલાવી જુઓ!<br><br>સાવ બાળકના સમું છે આ નગર,<br>કોઈ પણ આવીને લલચાવી જુઓ.<br><br>કાચબો કહેતા સમય જો સાંભરે,<br>રેતની શીશીને ઉલટાવી જુઓ.<br><br>આયનામાં સહુ અહીં ઝિલાય છે,<br>કોઈને આંખોમાં ચિતરાવી જુઓ. |
| મકતા<br>ગઝલકારનું નામ/ઉપનામનો પ્રયોગ | આ ગઝલમાં ગઝલકારે મકતા કહ્યો નથી. |

રદીફ : જુઓ

કાફિયા : બોલાવી, ખખડાવી, ફેલાવી, લલચાવી, ઉલટાવી, ચિતરાવી.

કાફિયા-વ્યવસ્થા : આકાર+વી

છંદ : ગાલગાગા ગાલગાગા ગાલગા

**Uday Shah**
**115/A, DharminNagar,**
**Kabilpore, Navsari – 396424,**
**Gujarat – India.**
**(M) +919428882632**
**Website : https://sites.google.com/site/udayshahghazal/**
**YouTube Link : https://www.youtube.com/user/udaysshah10/videos**